Chapter - 2



પ્રકરણ : ૨

## ભજનસ્વરૂપની ભૂમિકા - ૧

"સોહમ્" શબ્દ એ ભજનસ્વરૂપનો પ્રાણ છે, જાણે એની ધ્રુવ-ટેક છે! શબ્દબ્રહ્મનો સાક્ષાત્કાર કરાવનાર નાદ એટલે જ સોહમ્. પ્રાણવાન પુરુષની પ્રજ્ઞા જાગૃત થતાં એ સોહમનો જ નાદ જપે છે. એ નાદમાં આ વિશ્વ - અણુ - પિંડ - બ્રહ્માંડ સર્વ એકરૂપ, એકરંગે, એકજ્યોતિ, એકધ્વનિ, એક નિરાકાર તત્ત્વરૂપ બની રહે છે. આત્મા, બ્રહ્માંડના ચૈતન્ય સાથે અભેદ અનુભવે છે, પરમાત્મામાં પોતાનો લય કરે છે. ભજન આ અભેદ અનુભૂતિની વાણી છે, હૃદયની ઊર્મિનો જાણે ઘનીભૂત ઉદ્રેક છે. ઇશ્વરસ્તુતિ ક્યાં છે તેનું મૂર્તિમંત રૂપ ભજનમાં - ડોકિયાં કરતું હોય એમ લાગે છે. સંતોની હૃદયગુફામાંથી પ્રગટેલી પ્રત્યેક ભજનપંક્તિમાં મન-હૃદય અને આત્માનું સામંજસ્ય નજરે પડે છે. ભક્ત જ્ઞાનની ધરતી પર ભજન દ્વારા આનંદની વાવણી કરે છે. ભજન એટલે પરમતત્ત્વ સાથે અભેદનું પ્રકટીકરણ, વિશ્વ સાથે તદ્રૂપતા. ભજનની ભાવસૃષ્ટિ કોઇ અમુક જ રૂપને ભજતી નથી. વિરાટ વિશ્વની સમુન્નત, ઊર્ધ્વ, પ્રાણવંત એકરૂપતાને ભજન વાણી આપે છે. એ વાણી આનંદમયી છે ને એથી એક ચિન્મય સૌંદર્યનું પ્રકટીકરણ ભજન દ્વારા સધાય છે, જેમાં પ્રકૃતિ અને પુરુષના અદ્વૈતની સહજ લીલા કાવ્યરૂપે વિલસી રહે છે. સાક્ષાત્કારના આનંદની રમણા ને રટણા સત્ય, શિવ ને સુંદર રૂપો ભજનની વાણીમાં જન્માવ્યા કરતી હોય છે. ભજન આથી જ ભક્તહૃદયની આત્મસરગમ છે.

ભજનમાં તો પ્રભુની લીલાનું ગાન છે એ સાચું. પણ માત્ર પ્રભુની જ લીલાના ગાનમાં ભજન પરિસમાપ્ત થતું નથી. પરમાત્માની આ બ્રહ્માંડવ્યાપી મંગલલીલા જ્યાં નજરે પડે એ સર્વ સત્ત્વો ને પદાર્થોમાં શ્રદ્ધા વ્યક્ત કરવી એ પણ ભજનને અભિપ્રેત છે. એ <u>સર્વ સૃષ્ટિની લીલાનો આકાર લઈને ભજનમાં રહેલો કવિ પ્રતીકો</u> ને દૃષ્ટાંતોથી પોતાનું કથયિતવ્ય રેલાવે છે. પ્રો. બ. ક. ઠાકોરના મંતવ્ય પ્રમાણે ઉત્તમોત્તમ કવિતા એ ત્રીજા નેત્રની પ્રસાદી છે. એ કથન ભજન માટે સીધી સાચું છે. ભક્ત-કવિ પાસે આવું ત્રીજું નેત્ર છે, જેનાથી આ વિશ્વનું સ્થૂલ ને સૂક્ષ્મ જ્ઞાન એ પામે છે અને અનુભૂતિને વાણીમાં અવતારે છે. વેદો અને ઉપનિષદો આ ત્રીજા લોચનની અનુભૂતિરૂપની સ્વર્ણિમ આર્ષ વાણી છે. કવિતા એટલે આત્માની કલા, એમાં ભક્તિની મનોહર અનુભૂતિ તો ભજન જ જન્માવે છે. વાણી માત્ર સાધન છે, એક અનિવાર્ય માધ્યમ છે. એમાં પ્રસ્તુત તો છે અનુભૂતિની ચેતનાનું ગાન. જ્ઞાનની <u>હોરીઓ ને ઠુમરીઓની મહેફીલો</u> જામે છે ભજનની સૃષ્ટિમાં.

પ્રભુની આ સૃષ્ટિની મંગલતાનું જ માત્ર ભક્ત ગાન કરે છે એવું નથી; એમાં જ્યાં વિસંવાદ છે, જ્યાં અમંગલ સંહારની અને અશુભની કથા છે, એવા ભાવો પણ ભજનની સૃષ્ટિમાં અવાયા છે. એટલે એ ભજનસૃષ્ટિમાં અગોચર સર્વ ઇન્દ્રિયોથી ગોચર બની રહે છે.

---

1. योऽसावादित्ये पुरुषः सोऽसावहम् । —યજુર્વેદ...

જ્ઞાન, ભક્તિ અને કર્મની મીમાંસામાં ભજન રત છે, ત્યાં પણ એમાં ઊર્મિતત્ત્વ તો છે જ. એ ઊર્મિ નિષ્પ્રાણ નથી. આથી ભજન સ્વરૂપની વાણી એ પ્રાણવાન પુરુષની આત્મજ્યોતિ છે. સંસ્કૃત સાહિત્યનાં સ્તોત્રો ને સ્તવનોનું નૂતન ભારતીય ભાષાઓમાં લોકપ્રિય રૂપાંતર એ ભજન. બૌદ્ધ અને જૈન ધર્મનાં ઉપાસનાં ગીતોને પણ એ જ રીતે ભજનો જ કહી શકાય.

સંસ્કૃતમાં સ્તોત્રરૂપ પંચક, અષ્ટક, દશક, શતકાદિની રચના એ ભજનનું પૂર્વરૂપ કહી શકાય. આ સ્તોત્ર-કાવ્યોને ધાર્મિક સંપ્રદાયો ને પંથોએ પોતાના ગણ્યા છે.

જૈન ને બૌદ્ધ ધર્મના અનુયાયીઓએ[૨] સ્તોત્રોની અનેક રચનાઓ કરી છે. જૈન સ્તોત્રોમાં ઉચ્ચકોટિના ગણી શકાય તેવાં, – વાદિરાજ કૃત "એકીભાવસ્તોત્ર", સોમપ્રભનું "સૂક્તિમુક્તાવલી", જમ્બૂગુરુનું "જિનશતક", બૌદ્ધધર્મનાં સ્તોત્રોમાં આચાર્ય નાગાર્જુનનું "ચતુઃસ્તવ" જાણીતું છે. તેમણે સંસ્કૃતમાં "નિરૌપમ્યસ્તવ" અને "અચિંત્યસ્તવ" પણ લખ્યું છે. ઉપરાંત બૌદ્ધ, માતૃચેટ :૧૦૦ઈ:સ:નું "ચતુઃશતક" ને "અધ્યર્ધશતક" જે તિબેટની ભાષામાં અનુવાદ થયા હોવાથી મળે છે.

ઈ.સ. ૫૦૦માં જૈનકવિ સિદ્ધસેન દિવાકરે – "કલ્યાણ-મંદિર-સ્તોત્ર"માં જૈન-તીર્થંકરોની સ્તુતિ કરી હતી.

---

૨. જુઓ આ મહાનિબંધનો ખંડ:૨ પ્રકરણ ૧.. જેમાં ચર્યાગીતો વિશે ચર્ચા છે.

રાજા હર્ષે :૭૦૦ ઇ. આસપાસ: બૌદ્ધધર્મ સબંધી "સુપ્રભાતસ્તોત્ર"ની અને "અષ્ટમહાશ્રીચૈત્યસ્તોત્ર"ની રચના કરી હતી. આ જ હર્ષના સમયમાં બાણ ભટ્ટે ભગવતી ચંડીની સ્તુતી કરતું "ચંડીશતક"રચ્યું હતું. બાણના સમકાલીન મનાતા કવિ મયૂર ભટ્ટનું "સૂર્યશતક" પણ જાણીતું છે. આ સમયમાં માનતુંગે :ઇ.સ.૭૦૦: "ભક્તામરસ્તોત્ર" પણ રચ્યું હતું. અદ્વૈતવાદી દાર્શનિક આદ્ય શંકરાચાર્યના નામે તો અનેક સ્તોત્રો મળે છે. આ સ્તોત્રોમાં,"અન્નપૂર્ણાષ્ટક","અન્નપૂર્ણાષ્ટક" "કનકધારાસ્તવ" "દક્ષિણામૂર્તિ-અષ્ટક" "રામભુજંગસ્તોત્ર" "લક્ષ્મીનૃસિંહસ્તોત્ર", "વિષ્ણુપાદાદિકેશાન્તવર્ણન""શિવભુજંગસ્તોત્ર" "શિવાનંદલહરી" અને "સૌંદર્યલહરી" ઉલ્લેખનીય છે.

સાતમી શતાબ્દીની આસપાસ કેરલના રાજા કુલશેખરનું પ્રસાદમધુર શૈલીનું "કુન્દમાલા" પણ અહીં ઉલ્લેખનીય છે. કાશ્મીરી કવિ પુષ્પદન્તનું "મહિમ્નસ્તોત્ર" પણ એટલું જ સુંદર છે, જે નવમી શતાબ્દીની રચના છે. રત્નાકરનું :૯મી સદી: "વક્રોક્તિપંચાશિકા", કાશ્મીરના રાજા અવંતીવર્માના :નવમી સદી: આશ્રિત કવિ ને ધ્વન્યાલોકકાર આનંદવર્ધનનું "દેવીશતક", અભિનવગુપ્તના ગુરુ ઉત્પલદેવનું :૧૦મી સદી: "સ્તોત્રાવલિ", રામાનુજના ગુરુ યામુનાચાર્ય:૧૦મી સદી:નું "ચતુ:શ્લોકી" કે "સ્તોત્રરત્ન", રામાનુજાચાર્યના ગદ્યત્રય નામે ઓળખાતા ત્રણ ગીત-કાવ્યો "શરણાગતિગદ્ય", "વૈકુંઠગદ્ય" અને "શ્રીરંગગદ્ય" પણ અહીં સ્મરવા યોગ્ય છે. રામાનુજના શિષ્ય શ્રીવત્સાંકે :૧૧મી સદી: પંચસ્તવ નામથી "શ્રીસ્તવ" "અમિતાનુષસ્તવ", "વરદરાજસ્તવ" "સુંદરબાહુસ્તવ" અને

"વૈકુંઠસ્તવ" જેવા સ્તોત્રગ્રંથોનું નિર્માણ કર્યું છે. શ્રીવત્સાંકના પુત્ર પરાશર ભટ્ટ :૧૧મી સદી: આ સ્તુતિગ્રંથો લખ્યા છે જેમાં "શ્રીરંગરાજસ્તવ" અને "શ્રીગુણરત્નકોશ" અધિક પ્રસિદ્ધિ પામ્યા છે.

જયદેવનું "ગીતગોવિંદ" ને સ્તુતિશૈલીનું "ગંગાસ્તવ" ૧૨મી સદીના બિલ્વમંગલ કે કૃષ્ણલીલાશુકનું "કૃષ્ણકર્ણામૃત", વેદાન્તદેશિકનું :ઇ.સ. ૧૨૬૮ – ૧૩૬૯: "પાદુકાસહસ્ર", "ગરુડદંડક" "રઘુવીરગદ્ય" જેવી રચનાઓએ સ્તોત્રપરક ગીતકાવ્યોની પરંપરાના વિકાસમાં મહત્ત્વનો ફાળો આપ્યો છે. વેદાન્તદેશિકનું પ્રાકૃત ભાષામાં રચાયેલું "અચ્યુતશતક" પણ નોંધપાત્ર છે.

આ સ્તોત્રસાહિત્યની પરંપરા હજી પણ આગળ વધે છે ને જેમાં કાંચીવાસી અપ્પયદીક્ષિત :ઇ.સ. ૧૫૫૪ જન્મ: નું "વરદરાજસ્તવ", કેરલના નારાયણભટ્ટનું "નારાયણીયમ્ :ઇ.સ. ૧૫૮૫ રચના: અને મધુસૂદન સરસ્વતી :ઇ.સ. ૧૬૦૦: નું "આનંદમંદાકિની" તેમજ કૃષ્ણચૈતન્યના શિષ્ય રૂપગોસ્વામીનું "ગન્ધર્વપ્રાર્થનાષ્ટક" "મુકુંદમુક્તાવલિ" આદિ સ્તુતિગ્રન્થોનો ફાળો પણ પ્રશસ્ય છે. પંડિત કવિ જગન્નાથ :ઇ.સ. ૧૫૯૦–૧૬૬૫: આસપાસ પણ "સુધાલહરી", "અમૃતલહરી", "લક્ષ્મીલહરી" "કરુણાલહરી" ને "ગંગાલહરી" જેવી ઉચ્ચકોટિની ગેયકૃતિઓ નિર્માણ કરી ગયા છે. ૧૭મી સદીના નીલકંઠ દીક્ષિતે પણ "આનંદસાગરસ્તવ" ને "શિવોત્કર્ષમંજરી" આપ્યાં છે.

આ પ્રમાણે સંસ્કૃત સ્તોત્ર રચનાઓ પ્રથમ શતાબ્દીથી માંડીને ૧૭મી શતાબ્દી સુધી સતત મળ્યા કરી છે ને એ પછી પણ લગભગ ૧૯મી સદી સુધી એનો રચનાતંતુ લંબાયો છે. આમ ઘણા સ્વતંત્ર મહાનિબંધો થઇ શકે એટલું બધું સ્તોત્ર સાહિત્ય સંસ્કૃતમાં છે. એટલે એનો અહીં માત્ર આછડતો ઉલ્લેખ કરીને સંતોષ માન્યો છે.

ભજન એ સ્વયંસ્ફુરિત પદ છે. ઉત્તમોત્તમ ભજનોમાં આનંત્યનો તેમજ પૂર્ણતાનો એક હુતિકણ જેવો ચમકતો હોય છે. ભજનનો ઉદ્‌ગાર ભક્તિભાવમય ને સાહજિક હોય એ હકીકતને સહજિયા સાધુઓનો સંપ્રદાય સ્પષ્ટ કરે છે. સહજિયા પંથમાં બધી યોગસાધના ને ઇશ્વરપ્રાપ્તિના સર્વ માર્ગો સહજસાધ્ય માનવામાં આવે છે. સાચા વૈરાગીને માટે બધું જ સહજ હોય એ સ્વાભાવિક છે. કબીર એની પદાવલીમાં આ "સહજસાધો"નો ઉલ્લેખ અવારનવાર કરે છે. કબીર ઉપર નાથસંપ્રદાય-સહજિયાધર્મ-ની અસર જણાય છે. કેટલાક આ સંપ્રદાયને માર્ગી સંપ્રદાય કહે છે. "માર્ગી" નામ સૂચક છે! માર્ગીઓ પોતાને મઠવાસી નથી કહેતા; એ તો પોતાને માર્ગ-પંથ-ના ફરંદા, વિશ્વયાત્રી માને છે. જ્ઞાનની આરાધના કરવા અને એ જ્ઞાનના પ્રચારને માટે ફરંદા બનેલા આ માર્ગી સાધુઓ છે. મહાયાન પંથમાંથી જ કદાચ આ માર્ગીસંપ્રદાયનો ઉદ્‌ગમ હોય.

ઇસ્લામની અસર તળે આવેલો મનાતો અને એના ઇસ્લામના પ્રચારમાં સહાયક ગણાતા નાથ સંપ્રદાયની સૌરાષ્ટ્રના સંતો અને ભક્તો ઉપર પુષ્કળ અસર છે. છતાં એમાં મૂર્તિપૂજાનો વિરોધ નથી કે કેવળ હઠયોગ કે કુંડલિનીયોગની સાધના ઉપર જ ભાર મુકાતો નથી. સંત જ્ઞાનેશ્વર પણ નાથ સંપ્રદાયના ગોરખનાથના શિષ્ય ગહિનિનાથના શિષ્ય હતા. સૌરાષ્ટ્રમાં ગવાતી નાથવાણી કે ગોરખવાણીએ મુક્તાચારને કદી મહત્ત્વ નથી આપ્યું. નાતજાતના ભેદ સામે નાથસંપ્રદાયે જેમ બળવો પોકારેલો, તેમ રામાનુજના અનુયાયી પંથોએ પણ વિરોધ કર્યો છે. મહાપંથે – માર્ગીપંથે અનિષ્ટ ફેલાવ્યું છે, તે છતાં સૌરાષ્ટ્રમાં ત્રણેય પંથોનો ત્રિવેણીસંગમ થયો છે, અને એમાંથી નિર્ગુણ નિરાકાર સાથે સગુણ સાકારની ઉપાસના સ્થિતિ-માંથી પસાર થતા સૌરાષ્ટ્રના સંત-ભક્તોએ વેદો અને ઉપનિષદોની

પરંપરાપ્રાપ્ત વાણીને પોતાની સહજ લોકવાણીમાં ગામડે ગામડે પહોંચાડેલ છે, નિરક્ષરોને ક્ષર અને અક્ષરનો બોધ કર્યો છે, અનીતિ અને અનાચાર સામે પ્રહારો કરીને લોકસંસ્કારમાં સત-ધરમનું જતન કર્યું છે.[૪]

ચિંતનધારાની દૃષ્ટિથી પ્રવર્તતી નાથપંથીઓ અને સંતોની વાણીમાં જે સ્વર મળે છે એ મૂલતઃ જૈન સાધક જોઇન્દુ, મુનિ રામસિંહ, આનંદ, સુપ્રભાચાર્ય આદિ અને બૌધ્ધ સિધ્ધ સરહપા, કાન્હપા આદિ-ની વાણીમાં મળે છે. છતાંય જૈન, બૌધ્ધ અને શૈવ સાધકો અને ધર્મીઓની જે રચનાઓ અપભ્રંશમાં મળે છે, તે પ્રમાણમાં થોડી છે, તો પણ ૭મી શતાબ્દીથી ૧૨મી-૧૩મી શતાબ્દી સુધીની ચિંતનધારા અને સાધનાના માર્ગ પર પ્રકાશ પાડવાને માટે યોગ્ય છે. બધાએ બાહ્યાચારોનો વિરોધ અને જપ, તપ, પૂજા, તીર્થ, વર્ણવ્યવસ્થા, અવતારવાદ વગેરે પરંપરાઓનું ખંડન કર્યું. તેઓ અબ્રાહ્મણ સાધક હતા. કેટલાક વિદ્વાનોનો મત છે કે વેદવિહિત માર્ગમાં અનાસ્થા રાખવા-વાળા લોકો ભારતવર્ષમાં સદૈવ છે. આ સાધકોનો મૂળ ઉપદેશ સમાન છે. પરમ સમાધિ, ગુરુ, સત્સંગ, સહજાનંદ, બ્રહ્માનંદ, ખંડન-મંડન, શાસ્ત્રોની નિસ્સારતા વગેરેનો લગભગ બધાએ ઉલ્લેખ કર્યો છે. એમની સિધ્ધાંત પ્રકટ કરવાની શૈલીમાં પણ સમાનતા મળે છે. કબીર અને ગોરખની અવળવાણીની તુલના સિધ્ધોની ઉક્તિઓથી કરી શકાય. બળદ, ગાય, વણકર, ચંદ્ર, સૂર્ય, વન-પશુ આદિ રૂપકો સિધ્ધો દ્વારા પ્રયુક્ત રૂપકો છે. આના સિવાય અપભ્રંશમાં "સાવય ધમ્મ દોહા" જેવી રચનાઓમાં ગૃહસ્થીઓ માટે ઉપદેશ મળે છે. જે હિન્દીમાં કબીર, તુલસી, રહીમ આદિની રચનાઓમાં મળે છે. બિહારી તથા

---

૪. જુઓ જયમલ્લ પરમાર - "આપણી લોકસંસ્કૃતિ" પૃ. ૧૦૪, ૧૦૫.

અન્ય મધ્યયુગીન કવિઓ મળે છે. તેમની રચનાઓમાં સુભાષિત દ્વારા જે શૃંગારભાવ પ્રકટ થાય છે એની સ્પષ્ટ ધારાનું દર્શન "ગાથા સપ્તશતી" "વજ્જાલગ્ગ", હેમચંદ્રે સંકલિત કરેલા દોહકો ઇ.માં થાય છે.[5] સુંદર ચિંતનાત્મક વાણી નાથયોગીઓનાં પદોમાં સ્થળે સ્થળે મળે છે: ઉદા: "ઉઠંત્યા સારન્ બૈઠંત્યા સારન્ જાગત સૂતા । તિન ભુવને ભિક્ષા ઇના અલ કોઇ અગિરે પૂતા ।।"

નાથયોગીઓના આ પદનો ભાવાર્થ દાદૂના પદમાં છે:-

ઉઠયા સારે બૈઠ બિચારે સંભારે જાગતા સૂતા ।
તીન લોક તંત બિડારન કહાં જાઇગા પૂતા ।। [6]

નિર્ગુણવાદની જે ધારા કબીર ને એના શિષ્યોમાં વહે છે એનાં મૂળ મહાયાન સંપ્રદાય જેટલાં જૂનાં છે. મહાયાન સંપ્રદાયની એક શાખાને બધું જ શૂન્ય છે — એવું અભિપ્રેત છે, જ્યારે બીજીને જગતનાં તત્ત્વો બાહ્યત: અસત્ છે, પરંતુ ચિત્તને બધું જ પાસે છે. પહેલી શાખામાંથી શૂન્યવાદ જન્મ્યો, બીજીમાંથી વિજ્ઞાનવાદ જન્મ્યો. બૌદ્ધ તત્ત્વમીમાંસક નાગાર્જુને શૂન્યની વ્યાખ્યા રજૂ કરતાં કહ્યું છે:

શું શૂન્ય છે? અશૂન્ય શું છે? — એના મતે તો શૂન્ય કે અશૂન્ય જેવું કશું જ નથી.

शून्यमिति न वक्तव्यम् अशून्यमिति वा भवेत् ।
उभयं नोभयं चेति, प्रज्ञप्त्यर्थं तु कथ्यते ।।

---

૫. સરખાવો: ડૉ. લક્ષ્મીસાગર વાર્ષ્ણેય (ડૉ. લક્ષ્મીસાગર વાર્ષ્ણેય) — હિન્દી સાહિત્યકા ઇતિહાસ — પૃ. ૫૨.

૬. સં. ક્ષિતિમોહન સેન — "દાદૂદયાલ"

—આમ આ શૂન્યવાદ કંઈક અંશે અનિર્વચનીયતાવાદનું રૂપ ગ્રહણ કરે છે. મહાયાનકાલીન ભારતમાં શૂન્યવાદ ખૂબ જ પ્રચલિત હતો. શૂન્યનો પોતાને અનુકૂળ એવો અર્થ વ્યક્તિએ પસંદ કર્યો. યોગિઓ પણ શૂન્યને જ પરમ લક્ષ્ય માને છે. શરીરમાં ષટ્ચક્રની ચોથી ઊંચે શૂન્યચક્ર કે સહસ્રદલ પણ આવ્યું છે. યોગીઓ આ રીતે શૂન્યચક્રમાં માને છે. પણ એ અર્થ શૂન્યવાદીઓના અર્થ કરતાં જૂદો છે. મોક્ષની સાધના સામૂહિક સાધના બને અને જગતમાં બધી જીવસૃષ્ટિનો મોક્ષ સધાવો જોઈએ. એ સૂત્ર પણ બૌદ્ધધર્મનું અર્પણ છે.

मुच्यमानेषु सत्त्वेषु ये ते प्रमोद्यसागराः ।
तैरेव ननु पर्याप्तम् मोक्षेणाऽरसिकेन किम् ।

આપણી મદદથી, બલિદાનથી, પ્રાર્થનાથી સત્ત્વો મુક્ત થવા માંડ્યા છે એ જાણીને આપણા હૈયામાં આનંદનાં મોજાં ઊછળે, એની આગળ વ્યક્તિગત મોક્ષ આપણે માટે કેવળ રસશૂન્ય જ હોય છે. આવી ભાવનાથી મોક્ષ કે નિર્વાણ પામી શકાય છે. શૂન્ય શબ્દનો અર્થ શાંત નિર્વાણપદ અહીં અભિપ્રેત છે. વેદાંતીઓનો નિર્ગુણ બ્રહ્મ આ શૂન્યવાદીઓને ઉપાસ્ય નથી. બુદ્ધ ભગવાનના મૃત્યુ પછી ભારતમાં વેદધર્મનું લોપન થવા માંડ્યું ને એમાં લોકોની શ્રદ્ધા નિર્મૂળ થવા લાગી. છતાંયે મનુ ને યાજ્ઞવલ્ક્યની સ્મૃતિઓ, સૂર્યાદિ પાંચ સિદ્ધાંત ગ્રંથ, ચરક ને સુશ્રુતની સંહિતાઓ, ન્યાયાદિ છ દર્શન-સૂત્ર, પ્રસિદ્ધ પુરાણ, રામાયણ ને મહાભારત, નાટ્યશાસ્ત્ર, પતંજલિનું મહાભાષ્ય – આ બધું ભારતમાં પ્રકટતું રહ્યું છે. ઈ.સ.ના બે થી અઢી હજાર વરસનું આ પરિણામ છે. હિન્દુધર્મની સુધારણા બૌદ્ધ ધર્મે જાણે કે કરી છે એમ આપણને હવે લાગે છે. કારણકે હીનયાન ને મહાયાન શાખાઓમાં બૌદ્ધ ધર્મ વિભાજિત થતાં ધીમે ધીમે લુપ્ત પણ થયો –

આ બધું શું?

—એમ કહેવું એના કરતાં બૌદ્ધધર્મે જાણે હિન્દુધર્મમાં નવસંસ્કરણ પામીને નૂતન અવતાર ધાર્યો એમ કહેવું વધુ યુક્ત થશે. બૌદ્ધ ને જૈન ધર્મથી હિન્દુ ધર્મ વધુ વિશાળ અને વિશુદ્ધતર ને વિકાસશીલ બન્યો એવું વિનોબાજી પણ માને છે એ પણ આ રીતે જ. આ સંદર્ભમાં જ. એટલું જ નહિ ભારતીય તત્ત્વદર્શનને સમૃદ્ધ કરનારા અશ્વઘોષ, ભદ્રબાહુ, કુમારિલ, શંકર, દિઙ્નાગ, નાગાર્જુન જેવા દાર્શનિકો આ સૈકાઓ દરમ્યાન થયા.

સાતમી શતાબ્દી પછી હીનયાન ને મહાયાન ધર્મનો રાજ્યાશ્રય લગભગ લુપ્ત થયો હતો. એ કાળ દરમ્યાન પ્રજામાં — હિન્દુધર્મની સુપ્ત ચેતના જાગૃત બની. શંકર, કુમારિલ ને ઉદયન આદિ વેદાંતિક અને મીમાંસક આચાર્યો હિન્દુધર્મનું પુનરુત્થાન કરી રહ્યા હતા. પરિણામે લોકાશ્રયી થવા હીનયાન ને મહાયાન સાધુઓએ મંત્ર-તંત્રનો સાધના-પ્રકાર અપનાવ્યો. શૈવપંથીઓ ને મહાયાનમાંથી જુદા પડેલા સાધુઓ મંત્ર, તંત્ર, જપ સાધનામાંથી લગભગ સમાનરૂપ બન્યા. આમ મહાયાન શાખાની અંતિમ પરિણતિ અભિચારાદિમાં જ પરિણમી. મહાયાન લુપ્ત થતાં વજ્રયાન ને સહજયાન એ બે ફાંટાઓ ઉદ્ભવ્યા. મારણ, મોહન, વશીકરણ અને ઉચ્ચાટન ક્રિયાઓથી અને નાના પ્રકારના રહસ્યપૂર્ણ તાંત્રિક અનુષ્ઠાનો વડે જનસમુદાય આ બે પંથોથી આકર્ષાતો રહ્યો. ખાસ કરીને ભારતના અન્ય સ્થળો કરતાં બંગાળ ને મગધ તથા ઉડિયામાં આ પંથોના વિહારો ૭ થી ૧૨મી સદી સુધી વિશેષ પ્રમાણમાં હતા.

૯મી કે ૧૦મી શતાબ્દીમાં નેપાળના વિસ્તારોમાં શૈવ અને બૌદ્ધ સાધનાઓના સંમિશ્રણથી નાથ-પંથી યોગીઓનો એક સંપ્રદાય ઉદ્ભૂત થયો. નેપાળમાં "આદિ બુદ્ધ"ની પૂજા પ્રચલિત બની

—એના પાયામાં પણ નાથપંથી ભાવના માની શકાય. નાથપંથીઓના નવનાથમાં આદિનાથની જે કલ્પના છે તે "આદિબુદ્ધ"ની ભાવનાને અનુરૂપ છે. લોકોની રગેરગમાં જે અજ્ઞાન છે, એને મંત્રતંત્રના બળથી નવું રૂપ આપી નિરંજન નિરાકારની આરાધના સ્થાપવા નાથસંપ્રદાય મથ્યો છે. પરમની પ્રાપ્તિમાં નાથસંપ્રદાય નિર્ગુણભક્તિનું આરાધન ઈષ્ટ ગણે છે. યોગની ચરમ કોટિનું દર્શન નાથયોગીઓ કરવા મથ્યા છે. એને માટેની પરિભાષા ઈંગલા, પિંગલા, સુષુમ્ણા, કુંડલિની જેવા શબ્દોમાં મળે છે. "શૂન્યશિખર" જેવાં પ્રતિરૂપો પણ નાથવાણીમાં પ્રયોજાય છે. ભજન, શબ્દ પદ નામથી કે "બાની" નામથી પણ મધ્યકાલીન ભારતીય સાહિત્યમાં જાણીતો છે. ભક્તિપદો આની સાક્ષી પૂરે છે.

શૈવ, શાક્ત કે સ્માર્ત સિદ્ધાંતોની છાયા નાથપંથમાં છે. મહામાર્ગના યાત્રિકો તરીકે અઘોર સાધનાનું તપ કરનારા આ નાથપંથીઓ મંત્ર તંત્ર જાદૂ, ધ્યાન, ધારણામાં માને છે. — "સદ્ધર્મ-પુંડરિક" આદિ પ્રાચીન મહાયાની ગ્રંથોમાં એના ઉલ્લેખ મળે છે.

નાથવાણીમાં મહાયાન સંપ્રદાયની નીચેની વિશેષતા ઉલ્લેખનીય છે.

૧. પ્રાણી માત્ર પર વિશ્વાસ રાખવો. ભૂતમાત્રના કલ્યાણ માટે પ્રયત્નો કરવા, કષ્ટ ભોગવીને પણ અન્યનું શ્રેય સાધવું.

૨. "હરિકો ભજે સો હરિકો હોઈ" એમ માનવું ને સત્કર્મોથી નિર્વાણ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો.

૩. જગતને શૂન્યસાર, નશ્વર માનવું.

૪. કર્મકાંડની તાંત્રિકતાનો સ્વીકાર કરવો.

૫. સંસ્કૃત દર્શનશાસ્ત્રોના ગ્રન્થોમાં શ્રધ્ધા રાખવી.

૬. અમિતાભ બુધ્ધમાં આસ્તિક બની મૂર્તિ કરતાં નિર્ગુણની આરાધના કરવી. પરમ નિર્વાણની પ્રાપ્તિ માટે અહોનિશ પ્રયત્નશીલ રહેવું.

૭. બૌધ્ધધર્મીઓના લોકોત્તરત્વમાં વિશ્વાસ રાખવો. અવતારવાદમાં માનવું.

આ બધું હિંદુ ધર્મમાં પણ એક યા બીજે સ્વરૂપે સમ્મીલિત થયું છે. નામ-જપનો મહિમા મહાયાનનું અર્પણ છે. ભક્તિવાદનાં મૂળ પણ આ સંપ્રદાયની ભાવના પર નિર્ભર છે. ૮૪ સિધ્ધોની પરંપરા એ નાથ સંપ્રદાયનો જ એક વિકસેલો મત છે. ધર્મતત્ત્વ લોકાભિમુખ થતાં આ સંપ્રદાયનું અનુભૂતદર્શન પદસ્વરૂપમાં પ્રકટ થવા માંડ્યું.

માર્ગીપંથ આમ તો શાક્ત સંપ્રદાયનો જ લૌકિક પ્રકાર છે. એ ઘણો અટપટો તથા ગહન છે. શક્તિપૂજા, આસુરયુગ જેટલી પુરાણી છે, પણ એનાં સ્વરૂપો ભારતનાં લગભગ તમામ ધર્મોને સ્પર્શે છે. શાક્ત સંપ્રદાયનું વિપુલ સાહિત્ય વેદની મંત્રસંહિતામાં, બ્રાહ્મણોમાં, આરણ્યકોમાં, ઉપનિષદોમાં, તંત્રોમાં અને પુરાણોમાં પડ્યું છે.[૭]

૭. જુઓ જયમલ્લ પરમાર "આપણી લોકસંસ્કૃતિ" પૃ: ૧૯૮.

દી. બા. નર્મદાશંકર દેવશંકર મહેતાના "શાક્ત સંપ્રદાય"માં શાક્તસાધનાના ત્રણ પ્રકાર દર્શાવ્યા છે : ૧. પશુ અધિકારી ૨. વીર અધિકારી ૩. દિવ્ય અધિકારી. પશુ અધિકારી મદ્ય, માંસ, મત્સ્ય, મુદ્રા અને મૈથુન જેવા "પંચમકાર"નું સેવન કરી શકતા. વીર ને દિવ્ય અધિકાર માટેની સાધના કષ્ટસાધ્ય છે. અજ્ઞાની અનધિકારીઓ શાક્ત સાધનામાં ભળ્યા ત્યારે એમણે પશુ અધિકારને જ શ્રેય ગણ્યો ને પરિણામે દુરાચારીઓ બન્યા. સ્ત્રીનું આનંદ-સ્વરૂપ આ દુરાચારીઓ ભૂલ્યા ને વાસના-તૃપ્તિનું જ એક અંગ સ્ત્રી બની. માતૃસ્વરૂપા આનંદમયી સ્ત્રીનું શક્તિસ્વરૂપ પશુઅધિકા-રીઓને ભોગ્ય બન્યું એ એક પરમ કરુણતા બની।

આ શાક્તપંથીઓની છાયા માર્ગીઓ ઉપર પડી છે પણ એમાં વીરત્વ ને દેવત્વ જળવાઇ રહ્યાં છે, એય માર્ગીપંથનાં ભજનો પરથી જણાય છે.

"જઠ ઠેલડી મોજાર, ધીમરાની તરિયા પાણી સંચર્યાં હેજી.
બીજ દિન વાવરવાર, રાવત રણશીને પરમોઢીઓ હેજી."
— કોટવાળ ધીમરો.

આ શાક્તપંથના જે મહાપંથ, માર્ગીપંથ, નિજાર ધર્મ વગેરે નામે ઓળખાય છે, તેના લૌકિક સ્વરૂપ એવા માર્ગીપંથમાં પણ ઘણા સાધકો થઇ ગયા છે. ભજનવાણી એ જ એમનો વેદ છે, ને પરંપરા એ જ એમનું શાસ્ત્ર છે. આ માર્ગીપંથ એક કાળે સૌરાષ્ટ્રમાં અતિ વ્યાપક હતો. મધ્યયુગમાં અને એના અંત ભાગે થયેલા વિવિધ સંપ્રદાયના સાધુસંતો ઉપર પણ એની અસર હતી, જે એમનાં ભજનોમાં

–જણાય છે. આજે પણ આ પંથના અવશેષ રૂપ નાના ફિરકા નજરે પડે છે, જો કે એનું મૂળ સ્વરૂપ તો લુપ્ત થયું છે.

માર્ગપંથમાં બીજનો મહિમા અનન્ય છેઃ

"બાર બીજના ધણીને સમરું, નકલંક નેજા ધારી રે"

x x x

"બીજ રે ધરમનો મહિમા છે મોટો, સુખે ફળો નવ જાય"

x x x

"બીજ રે ઘૂંઘરડી ને પ્રેમના પલીતા,
અમને જ્ઞાન અલોલી લાગી રે"

x x x

"બીજ રે થાવરનો દિન ભલે, કાંઈક સુકૃત કરીએ."

x x x

"બીજ રે થાવરનો જાયેયો રચાવ્યો,
ત્યારે તેડાવો રૂપાદે રાણી રે"

અષાઢી સુદ બીજ અને મહાસુદ બીજ એ બન્ને તો માર્ગીઓ માટે પવિત્ર છે. શનિવારને પ્રકાશનો પહેલો દિવસ ગણવો એવી માન્યતા માર્ગીઓની છે એટલે શનિવારની ગણના આદિ પ્રકાશદિનની ગણીને એનો મહિમા વધારવામાં આવ્યો છે. બીજ એ પ્રકાશનો પહેલો – દિવસ ગણાતો હોવાથી મહિમાવંત ગણાય છે. એ જ રીતે એનો આકાર સુહાગ જેવો હોવાથી પણ પવિત્ર મનાયેલ કહેવાય છે. શાક્તપંથમાં વિમર્શશક્તિનું પરબિન્દુ જે થતું છે તેની ત્રિકોણ બાજુ શૂન્ય હોય છે. ત્રિકોણ ઉપરના ભાગને અપર બિન્દુ કહે છે, બીજા ખૂણાને નાદ કહે છે, જ્યારે ત્રીજા છેડાને બીજ કહેવામાં આવે છે.

—સંજ્ઞા એવી છે કે અપર બિંદુ એટલે ચેતનમય, નાદ છે તે જડાજડ છે, અને બીજ છે તે જડ છે. આ ત્રણેય તત્ત્વો એકમેકમાં ગૂંથાયેલાં છે. આ ત્રણ રેખા વડે જે ત્રિકોણ થાય છે તેને તાંત્રિકો ત્રિપુર-બીજ કહે છે. દરેકમાં જુદી જુદી અનુક્રમે ઉન્નત બનાવતી શક્તિઓનું આરોપણ કરવામાં આવે છે. આ શક્તિ-બીજમાંથી અનેક મંત્રો નીકળ્યા છે. તાંત્રિકો તેને દશમહાવિદ્યા કહે છે.

મધ્યકાલીન ગુજરાતી સાહિત્યના "રાસયુગ"માં વીર પ્રધાન રાસાઓ, શૃંગારપ્રધાન ફાગુઓ, પ્રબંધો જેવાં સ્વરૂપો મહત્ત્વનાં છે. એ પછીના કાળમાં પદ, કીર્તન, આરતી, પ્રભાતિયાં, કાફી, અવળવાણી, સાખી જેવાં પદસ્વરૂપો ભજનના સ્વરૂપના જ ભિન્ન ભિન્ન ઉન્મેષો છે. અપભ્રંશના વિકાસકાળે જે સાહિત્યરચનાઓ થઇ એમાં રાજપ્રશસ્તિ, શૃંગારી કાવ્યો, ધાર્મિક નીતિવિષયક કથાઓ ને એવી રચનાઓ અને લૌકિક કથાનકો સવિશેષ છે. આમાં પદના સ્વરૂપનો ઉદ્ભવ નથી. એ ઉત્તરકાલમાં આવે છે. એમાં નિર્ગુણ મતવાદી સંતોની શાસ્ત્રમાં અબદ્ધ, પણ બૌદ્ધિક વિચારધારા, અવળવાણી, ચાબખા, છાપા મહત્ત્વના ગણાય. સહજ-શૂન્યની સાધના, યોગ-પદ્ધતિ અને ભક્તિ વિષેની પદ-રચનાઓ મધ્યકાલીન પ્રવાહમાં ઘણી મળે છે. વૈષ્ણવમત ઉત્તરપ્રદેશમાંથી ધીમે ધીમે ભારતવ્યાપી બને છે. રામાનુજ, રામાનંદ, ચૈતન્ય, વલ્લભાચાર્ય જેવા મહાન દાર્શનિકો કોઇ પ્રાંતના ન રહેતાં ભારતવર્ષના બની રહ્યા. આ સંતોએ ભારતની ફિલસૂફીને પોતપોતાનું અભિનવદર્શન આપ્યું. રામ ને કૃષ્ણભક્તિ, નિર્ગુણ ને સગુણ ભક્તિ એ ભક્તિયુગની ધારાઓનાં મુખ્ય અંગો છે. મુસલમાન રાજ્ય ને ઇસ્લામધર્મની સૂફીવાણી પણ મધ્યકાલીન ધારામાં નવો પ્રવાહ —

–ભેળવે છે. મધ્યકાલીન પદોમાં જાતિ–પાંતિના ભેદો સામે ઉગ્ર
પ્રહાર થયા છે, વિશેષ તો એની અવળવાણીમાં. ગુજરાતનો
ભક્તસમુદાય પણ ઊંચ–નીચના ભેદો સામે પ્રહાર કરવાનું ચૂક્યો નથી.
નરસિંહ, માંડણ, અખો, ધીરો, ભોજો ને સહજાનંદ સ્વામી જેવા
ભક્તોનાં કવન એની સાક્ષી પૂરે છે. ડૉ. હજારીપ્રસાદ જેવા વિદ્વાનો
માને છે કે નિર્ગુણી સંતોની જાતિ–પાંતિવિરોધી પ્રવૃત્તિ અને એમના
અવતારવાદ અને મૂર્તિપૂજાના વિરોધમાં "મુસલમાની જોશ" છે એ
એક વિચારવા જેવું દૃષ્ટિબિન્દુ છે.

ભારતીય તત્ત્વચિંતન નિષ્કર્ષરૂપે નિર્ગુણમતવાદ રહ્યો છે. એ મતની
ઉગ્ર વિચારધારા, એની સમસ્ત દૃષ્ટિ, એની સાધના, એની વાણી
એ સર્વ ઉપર પ્રાચીન વેદધર્મની સાથે સાથે બૌદ્ધ ને જૈનધર્મ, અને
હીનયાન ને મહાયાનમાર્ગી વજ્રયાન ને સહજયાનમાંથી ઉદ્ભૂત
નાથપરંપરાની છાયા છે, એના ઉપર રામાનુજથી માંડીને વલ્લભાચાર્ય
સુધીના આચાર્યોના દર્શનનો પણ સંસ્પર્શ છે. ધર્મ–જડતાના વિરોધનાં
મૂળ તો છેક રામાયણ–મહાભારત સુધી લંબાય. વૈદિક કર્મકાંડનો
સૌમ્ય વિરોધ જનક અને યાજ્ઞવલ્કયે કરેલો, તો ઉગ્ર વિરોધ બુદ્ધ
અને મહાવીરે કરેલો, એ હકીકત છે.

કબીરના વખતમાં ભારતમાં યોગીઓના સંઘો હતા. મેઘાણીએ
આવા બાવાઓનું મુસલમાનો સામેનું એક ભીષણ યુદ્ધ "સમરાંગણ"
નામની નવલકથામાં વર્ણવ્યું છે. અવધ, કાશી, મગધ અને બંગાળમાં
આવા યોગીઓનાં જૂથો હતા. બંગાળના બાઉલ પણ આ પરંપરાના
જ છે. આ લોકો ગૃહસ્થો હતા. સાધુ તરીકે એ રહેતા ને
ભિક્ષાવૃત્તિપર નિર્વાહ ચલાવતા. બ્રાહ્મણધર્મમાં એમનું કોઇ સ્થાન –

—નહતું. મુસલમાનોની ધર્મવટાળ પ્રવૃત્તિને પરિણામે સંયોગાનુસાર એ યોગીજાતિ મુસલમાન બની ગઇ. પરંતુ મુસલમાન બનવા છતાં એમની સાધના ચાલુ રહી. બંગાળમાં એમના ધર્મગ્રંથો પ્રાપ્ત થાય છે. આમાંના કેટલાકમાં અદ્વૈતની આત્મચેતના સાક્ષાત્કાર થતાં એમનું મુસલમાનત્વ નામનું જ બની રહ્યું. કબીર, દાદૂ, જાયસી જેવા સંતો ને કવિઓ આ યોગિ જાતિએ આપ્યા છે. બંગાળમાં ઇ.સ.૧૯૨૧ની વસ્તીગણતરી મુજબ આ યોગીઓની સંખ્યા ૩૬૫૯૧૦ હતી, જે સૂચવે છે કે યોગી એ એક ગણનાપાત્ર સંખ્યાવાળી જાતી હતી. એ વણકરનું કામ કરી ગુજરાન ચલાવતી હતી.

મધ્યકાલીન નિર્ગુણમતવાદનું મુખ્ય અવલંબન સિધ્ધો ને નાથપંથીઓની વાણી પર નિર્ભર છે. એ વાણી અનુસાર જ યોગીઓની જીવન ચર્યા હતી. ભારતનું મધ્યકાલીન પદ સાહિત્ય સિધ્ધો ને નાથની બાનીથી વિકસ્યું છે. ભાવ, ભાષા, ગીત, પારિભાષિક દર્શન—સર્વમાં એની છાયા સંતવાણી પર છે. આ પ્રણાલિકામાં ગુરુભક્તિનો પણ સમાદર થતો રહ્યો છે. નાથ—સિધ્ધો તો ગુરુ-મહિમાના પરમ પૂજક છે. ગુરુપૂજા એ પ્રભુપૂજા કરતાં પણ વધારે મહાન ગણવામાં નાથપંથ, માર્ગપંથ ગૌરવ માને છે. કબીર પણ ગુરુ—ગોવિંદને સમાન ગણે છે, ને પૂજા તો પ્રભુ સાક્ષાત્ સામે જ પ્રકટ હોય તો પણ ગુરુની જ પ્રથમ કરું એમ કહે છે. ગુરુ વિના પ્રભુદર્શન શક્ય જ ન બની શકે. પ્રભુભક્તિના પ્રેરક ગુરુ ભજનસાહિત્યમાં અનેક સાખી—સાક્ષી—ના વિષય બને છે. ગુરુમહિમા, ગુરુભક્તિનું ભજનસાહિત્યમાં વજોડ સ્થાન છે.

## સાખી

ભજનસાહિત્યમાં સાખીતી રચનાઓ અનેક છે. કબીરના —

સર્જનમાં પણ આવી અનેક સાખીઓની રચના ઇયત્તા ને ગુણવત્તાની દૃષ્ટિએ નોંધપાત્ર છે.

સંસ્કૃતના "સાક્ષિન્" પરથી સાખી શબ્દ રૂઢ થયાનું અનુમાન કરવામાં આવ્યું છે. જેણે વસ્તુ અથવા ઘટનાને પોતાની આંખે દેખી છે, તે સાક્ષી. એનાથી જ પરમતત્ત્વનું યથાર્થ જ્ઞાન સંભવે છે. આ કારણે "સાખી" શબ્દ એવા પુરુષને ઉલ્લેખે છે જેણે વસ્તુ નિરખી છે તે સર્જકે દાર્શનિક ઘટનાનો પ્રતીતિજનક નિર્ણય આપ્યો છે. એ નિર્ણયને પ્રમાણ માનવામાં આવે છે. અને એવી પદપંક્તિઓને સાખી કહેવામાં આવે છે. ભક્ત પોતાની અનુભૂતિના પ્રમાણ માટે સાક્ષી તરીકે અન્ય મહત્તર વિભૂતિની અનુભૂતિનું સ્મરણ કરે છે, અને એવા પુરુષોનું નામસ્મરણ કરે છે.

સાખીના સ્વરૂપ તરીકેનો ઉદ્‌ગમ કબીર પહેલાના બૌધ્ધ સિધ્ધોના સમયથી થયેલો ગણી શકાય. ગોરખનાથ અને નામદેવના સમયથી સાખીનું પ્રચલન વધ્યું. આનું નિદર્શન "ગોરખવરી સાખી" જેવા પદસંગ્રહમાં મળે છે. ઉપરાંત "નામદેવજીકી સાખી" જેવા ગ્રંથ પણ ઉપલબ્ધ છે.

સાખી સૂત્રાત્મક, અસંદિગ્ધ ને સારવતી હોય છે.

"હિન્દુ તુરક પ્રમાન રમૈની સબદી સાખી,<br>
પરછપાત નહિ બચન, સબહીકે હિતકી ભાખા" [૮]

ભજનની શરૂઆત ગણેશસ્તુતિ ને સાખીથી કરવામાં આવે છે.[૯] ક્યારેક ગણેશ સ્તુતિ સાખીરૂપે પણ હોય છે.

---

૮. નાભાદાસ "ભક્તમાલ" પૃ. ૧૪૨.
નવલકિશોર પ્રેસ લખનૌ – પ્રકાશન.

૯ ફૂટ નોટ પાના ૬૬ ઉપર.

પાના ૬૮ ઉપરની ૯ ની ફૂટનોટ.

૯. ગણપતિનું ગુરુ સ્વરૂપ ભજનિકો કલ્પે છે. આત્મા ને પરમાત્માનો અભેદ સાધવા વિઘ્નહારી ગણપતિ જ ઉપયોગી બને એથી જ તેમની પ્રાર્થના ભજનસ્વરૂપે કરવામાં આવતી હોય છે. કબીરપંથીઓ દાદુપંથીઓ ને રામદેપીરના પંથીઓ ગણપતિને ગુણપતિ પણ કહે છે. આ વિષે શ્રી જયમલ્લ પરમારનું કથન જુઓ:

"આપણાં ભજનોમાં સૌથી પ્રથમ ગવાતી આ સાખીઓ અને ગણપતિનાં ભજનોને સંગીતની રીતે પણ જોઇ લેવા ઘટે છે. શાસ્ત્રીય સંગીતોની રીતના જલસામાં જે ગીત ગાવામાં આવે છે તે મોટે ભાગે ગણપતિને જ ઉદ્દેશીને બનાવેલું હોય છે. "કલ્યાણ" રાગ એટલે કે કલ્યાણકારી રાગ, શાંતિનો રાગ, દિવસભરના શ્રમને હળવેથી ઉતારીને રાત્રિની શાંતિમાં લઇ જનારો મધુર રાગ. એવા કલ્યાણકારી રાગના અધિષ્ઠાતા તરીકે શાસ્ત્રીય સંગીતકારોએ કલ્યાણકર દેવ ગણપતિને કલ્પ્યા છે".
આપણી લોક સંસ્કૃતિ – પૃ. ૧૩૬ આવૃત્તિ ૧ ઇ.સ. ૧૯૫૭
પ્રકાશક ભારતીય સાહિત્ય સંઘ – અમદાવાદ.

"રાજ-દરબારમાં છડી બોલાતાં પહેલાં ચારણ જેમ ખોંખારો ખાઇ ગળું તૈયાર કરે છે તેમ ભજનિકો સાખી અને હળવા રાગનું ગણપતિનું ભજન ગાઇ ગળું ખંખારી તૈયાર કરી લે છે". પૃ. ૧૩૮ જ. પરમાર.

ગૌરી તારા પુત્રને સમરે મધુરા મોર
દિવસના સમરે વાણિયા, રાત્રે સમરે ચોર.

00 00

દુંદાળો દુઃખ ભંજણો, સદાય બાળે વેશ
સમર્યો લખ લાભ દીયે, ગવરી પુત્ર ગણેશ.

પૂર્વે મતોનું સમર્થન જે મુક્તકોમાં કરવામા આવ્યું છે તે મુક્તકનું સ્વરૂપ સાખીનું હોય છે. ભક્ત પૂર્વાચાર્યોની જ્ઞાનાનુભૂતિનો અનુભવ કરે છે ત્યારે તે સહજ ઊર્મિસભર પદસ્વરૂપમાં અભિવ્યક્ત કરે છે તેને સાખી કહે છે. સાખીની વાણી નિરાડંબર છે, એમાં સર્વકાલીન જ્ઞાનનો સ્વીકાર છે. ભક્તહૃદયના અંતસ્તરમાંથી ઉદ્ભવેલી આ વાની છે. અમૂર્ત યોગાનુભવ સાખીમાં પ્રતીકોથી મૂર્ત થાય છે.

"હંસા પ્રીત કાયકી, બિપત પડે ઉડ જાય,
સાચી પ્રીત સેવાળ કી, જળ ભેળી સુકાય".

00 00

"મધમાખી ભેરૂં કરે, નહી ખરચે નહીં ખાય,
એકસમે પારાધી મારચે, હાથ ઘસતાં જાય".

00 00

"ગુરૂ ગોબિંદ દોનું ખડે, કીસકો લાગું પાય,
બલિહારી ગુરુ દેવકી, ગોબિંદ દિયા બતાય."

00 00

"સાંજ પડે દિન આથમે, ચકવી દીના રોય,
ચલ ચકવા વહાં જાઇએ, જહાં રૈન દિવસ હોય".

00 00

"એક શબ્દ ગુરુદેવકા, તાકા અનંત વિચાર,
થાકે મુનિજન પંડિતા, વેદ ન પાવે પાર".

આમ સાખીમાં સત્યાન્વેષણ એ કેન્દ્ર વસ્તુ છે. એમાં તર્કજાલ નથી. સહજ સત્યનું સરળ કથન એ સાખીને અભિપ્રેત છે. હૃદયની સચ્ચાઇ એ જ સાખીની ઉત્તમ અભિવ્યકિતમાં પ્રેરકબળ બની રહે છે. કયારેક સાખીનો સર્જક અનુકરણ કરતો લાગે, પરંતુ આરત તો દરેક ભકતની ઉત્કટ હોવાની જ, એટલે અનુભૂતિની સર્વકાલીનતા સાખીમાં પ્રકટે એ સ્વાભાવિક છે. સાખી એ પૂર્વ ભકતકવિઓનું ભાવાનુકરણ નથી,પણ સ્વહૃદયાનુભવની મસ્તીનો રણકો છે. સાધકની સાધનાનું પૂર્વસૂરિઓની સમાનભૂમિકાનું સાક્ષિત્વ એટલે જ સાખી. મધ્યકાલીન પરંપરામાં અનુભવોની રટણાની એક અવિચ્છિન્ન પરંપરા ચાલતી લાગે છે. એનું કારણ પણ આ હોવું જોઇએ. ભકતહૃદય ને ભકિતભાવ એ તો યુગેયુગે એક જ રહ્યા છે. માત્ર ભકતહૃદયની વિશિષ્ટ અનુભૂતિની અભિવ્યકિત જ વિશિષ્ટ પદાવલિ પ્રકટાવતી હોય છે. જેટલી ઊર્મિની ઉત્કટતા ને ઇશ્વરદર્શનની આરત જેટલી તીવ્ર, એટલી અભિવ્યકિત અપૂર્વ કાવ્યમયી બનવાની. કવિની ભાવાનુભૂતિ એ જ એનું સર્વસ્વ છે, અને એની ઉત્તમતા અને સામર્થ્ય ઉત્તમ કવિતાનાં બીજ છે. ભકતની વાની આવી ક્ષણોમાં ઉત્તમોત્તમ કવિની યશસ્વિની ભારતી બની રહે છે.

મધ્યકાલીન પદોની વાણીનો પરંપરાગત રણકો છે. એમાં પરંપરાની સંચિત ભાવસમૃદ્ધિ છે. એમાં પરંપરાના અનેક ભાવપ્રતીકોની સંપત્તિ છે. "સહજશૂન્ય" "ષટચક્ર" "ઇડા" "પિંગલા" આદિ યોગની પરિભાષાના શબ્દોનું ગહન ગાંભીર્ય જેમ એમાં છે તેમ સાગર, સરિતા, મેના,પોપટ, ચકલી, સિંહ, મૃગ, બાજ, ફૂલ-ફળ, ગ્રહ-નક્ષત્રો-જેવાં ભૌતિક તત્ત્વોની રંગીનતા પણ એ સૃષ્ટિમાં છે. ભકતને આ પ્રતીકો અનુભૂતિની પર્યાપ્ત અભિવ્યકિત કરી આપે છે. કોઇવાર રામાયણ-

—મહાભારત, પુરાણો અને વેદ-ઉપનિષદની આખ્યાયિકાઓનાં પાત્રો પણ ભજનની સૃષ્ટિ પ્રતીકોરૂપે ગ્રહણ કરે છે. આ રીતે ભજનો પ્રજાની આધ્યાત્મિક પરંપરા, શ્રેયઃસાધના, અને સંસ્કૃતિને સાચવે છે. હજારો વર્ષની આપણી આધ્યાત્મિક સંપત્તિ ભજનસ્વરૂપમાં આ રીતે સંચિત છે. જેની ખોજ અને મૂલ્યાંકન આપણું પવિત્ર કર્તવ્ય ઠરે છે.